not only a few elect. The broad masses are everywhere ruled by their peculiar passions and the religions, like good physicians, must apply that cure to their patients which is best adopted to their moral constitution. I make no doubt that, your system of spiritual cure is best fitting with the character of the flock which looks up to you for guidance.

With regard to other items in your letter, I have told Mr. Laber to send back the Pattan Ms. of ' Bajjalagga. ' He has finished the Ms. for editing the work, but the Pattan Ms. gives the verses in a totally different order, and therefore it was not possible to compare with the other Mss before the text was finished and Anucramani prepared. The Ms. will reach you by next mail.

You asked me to send copies of papers etc. published by me. I shall send you regularly in the future copies of all my publications, but I can not part with the older ones, because I have no copies left, the author being allowed only a limited number varying berween 10 or 20. However there are many papers by other authors published in the same journals as mine and your library will want them just as well; therefore I may suggest to you to propose to the Manager of the library to acquire by and

by the back numbers of the principal Oriental Journals to which they subscribe already. As your library probably does business with Mr. Harrasowitz in Leipzig, that bookseller may give all necessary information. I may however remark that, a complete series of journals, especially of a long standing, are at a high price. It would therefore be advisable to buy only, say 20 or 30 back volumes, if an occasion offers. Then they are usually not so expensive. I suppose you regularly get the Bibliotheca Indica. I need not send you the works I am publishing in that series.

With kindest regards,

I remain,
Yours affectionately,
HERMAN JACOBI

*Bonn, 7-10-10.*

# જૈનધર્મનું ઉત્કૃષ્ટ સ્વરૂપ

( વિજયધર્મસૂરિજીની તુલનાત્મક વિચારણા )

## આચાર્યશ્રીનો એક મનનીય પત્ર

પ્રિય બન્ધુ,

આપના તા. ૮ મો એપ્રીલના આનન્દદાયી પત્રની પ્રાપ્તિનો સ્વીકાર કરતાં મને આહ્લાદ થાય છે. મારા છેલ્લા પત્રમાં જે વસ્તુનો નિર્દેશ કરવામાં આવ્યો છે તેમાં આપને ઉદ્દેશીને કોઇ પ્રત્યક્ષ પ્રકારનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. એક જૈન

[ સ્વ. શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય લોકમાન્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજીએ આજથી ૨૫ વર્ષ ઉપર, જર્મનીના સુપ્રસિદ્ધ પૌર્વાત્ય પ્રખર વિદ્વાન્ શ્રી હર્મન જૅકોબીને, જૈનધર્મનું ઉત્કૃષ્ટ સ્વરૂપ, વનસ્પતિ–આહારની

સાધુ પાશ્ચાત્યો ( યુરોપીયનો )ને ઉદ્દેશીને પ્રાયઃ જે સામાન્ય પ્રકારનો નિર્દેશ કરી શકે તે સામાન્ય પ્રતિનો નિર્દેશ જ એ પત્રમાં થયો હતો. આ પત્રનું સ્વરૂપ પણ એ જ પ્રકારનું છે. આપના છેલ્લા પત્રમાં જે જે મુદ્દાઓ ઉપસ્થિત કરવામાં આવ્યા છે તેનું સંક્ષિપ્ત સમાલોચન પણ આ પત્રમાં મેં કર્યું છે.

તમારા છેલ્લા પત્રમાં, તમે જે મુદ્દાઓ ઉપસ્થિત કર્યા છે તે મુદ્દાઓ મને માન્ય નથી. હિન્દ સિવાયના બૌદ્ધધર્મી દેશોમાં, વાતાવરણ આદિ જન્ય પ્રતિકૂળ પરિસ્થિતિને કારણે, જે તે દેશની જનતામાં માંસાહારનો પ્રચાર થયો હતો એવો આપનો મત મને માન્ય નથી. બુદ્ધધર્મમાં માંસભક્ષણનો નિષેધ છે અને એ ધર્મનાં ઉત્પત્તિ–સ્થાનમાં, માંસભક્ષણના નિષેધનું શિસ્તપૂર્વક પાલન થયું હતું એટલું તો આપ પણ

---

આવશ્યકતા આદિ વિષયક એક અત્યંત મહત્ત્વપૂર્ણ પત્ર લખ્યો હતો. આચાર્યશ્રીએ એ પત્રમાં જૈનધર્મની પ્રાચીનતા અને શ્રેષ્ઠતા તુલનાત્મક દૃષ્ટિએ યથાયોગ્યરીતે સિદ્ધ કરી, પરમપવિત્ર મહાન્ જૈનધર્મના શાશ્વત અને વિશુદ્ધ સ્વરૂપની આબાદ રીતે ઝાંખી કરાવી છે. વળી વનસ્પતિ–આહારની આવશ્યકતા અને મહત્ત્વના પ્રશ્ન સંબંધી, આચાર્યશ્રીએ એ પત્રમાં વિદ્વત્તાયુક્ત સુંદર સમાલોચના કરી, અનેક મનનીય વિચારોનો આવિષ્કાર કર્યો છે. વનસ્પતિ–આહારનું યથાર્થરીતે સમર્થન કરી, આચાર્યશ્રીએ પોતાના પત્રમાં વનસ્પતિ–આહારના આખાયે પ્રશ્નને અનુલક્ષીને અનેરો ઉજ્જ્વલ પ્રકાશ પાડ્યો છે. આથી એ પત્ર આજે પણ અનેક રીતે મહત્ત્વનો થઇ પડે છે. આચાર્યશ્રીના એ વિચાર–પરિપ્લુત પત્રનો યથાશક્ય અક્ષરશઃ અનુવાદ આ પાનાઓમાં આપવામાં આવ્યો છે. ]

—પ્રકાશક

કબૂલ કરો છો. હિન્દની જ પરિસ્થિતિ બુદ્ધધર્મના પવિત્ર બોધને અનુરૂપ હતી એમ માની લેવું એ યુક્ત નથી. હવામાન આદિની પરિસ્થિતિની સાનુકૂળતાને કારણે, હિન્દના બુદ્ધધર્માનુયાયીઓએ માંસાહાર–નિષેધનું શકયમાં શકય રીતે પાલન કર્યું અને અન્ય બૌદ્ધોએ માંસભક્ષણના નિષેધ વિષયક ધર્મ–આજ્ઞાનો લોપ કર્યો–તેમનાથી એ આજ્ઞાનું પાલન ન થઈ શકયું એમ ધારી લેવું એ ઠીક નથી. હિન્દ સિવાયના અન્ય દેશો જેમાં બુદ્ધધર્મનો પ્રચાર થયો હતો તે દેશની જનતા માંસભક્ષણના નિષેધનું મહત્ત્વ સિદ્ધાન્તની દૃષ્ટિએ તો સમજી શકી હતી. માત્ર ધર્મ–આજ્ઞાનું સક્રિય પાલન એ જ એમને દુષ્કર લાગ્યું હતું. આથી તેમના જીવનમાં માંસભક્ષણના નિષેધની દૃષ્ટિએ યથેચ્છ પરિવર્તન થઇ શકયું ન હતું. ધર્મ–આજ્ઞાનાં સક્રિય પાલન નિમિત્તે, મોહવૃત્તિનો અભાવ, નૈતિક નિર્ભીકતા, મનોબળ આદિ આવશ્યક હતાં.

હિન્દ એ બુદ્ધધર્મનું ઉત્પત્તિ–સ્થાન હતું. બુદ્ધધર્મના પ્રતિસ્પર્ધી ધર્મો હિન્દમાં વિદ્યમાન હતા. હિન્દનો પ્રત્યેક ધર્મ પોતાની શ્રેષ્ઠતા સ્થાપિત કરવાને મથતો હતો. આ સ્થિતિમાં, જે તે ધર્મના પુરાતન અનુયાયીઓને પોતાના ધર્મના મૂળ સિદ્ધાન્તોનું વિશિષ્ટ રીતે પાલન કરવાની ફરજ પડી. ધર્મના મૂળ સિદ્ધાન્તોનું પાલન ગમે તેટલું દુષ્કર હોવા છતાં, તેમને ધાર્મિક સિદ્ધાન્તોનું પાલન કરવું જ પડયું. જે તે ધર્મના અનુયાયીઓ વિધર્મીઓનાં ધર્મપાલનનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કર્યા કરતા હતા. ધર્મપાલનમાં શિસ્તને અભાવે, ધર્મનું અધઃપતન અવશ્ય થાય એ સિદ્ધાન્ત બુદ્ધધર્મના

આદ્યભક્તોને સુપરિચિત હતો. મહાવીર( વર્દ્ધમાન ) પ્રભુના જગતના ઇતિહાસમાં અદ્વિતીય ધર્મબોધ, સહનશક્તિનાં અનુપમ દૃષ્ટાન્ત આદિથી, દયાપ્રધાન ધર્મોમાં જૈનધર્મે જીવદયાના પરમ સિદ્ધાન્તોથી અનોખું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું અને જૈનીય સિદ્ધાન્તોને વિશિષ્ટ મહત્ત્વ પ્રાપ્ત થયું હતું. એ સ્થિતિમાં, ધર્મપાલનમાં શિસ્તની આવશ્યકતા બુદ્ધધર્મના આદ્યભક્તોને વિશેષપણે પરિચિત હતી. હિન્દમાં બુદ્ધધર્મનું અધઃપતન શાથી થયું ? બુદ્ધધર્મનાં અધઃપતનના કેટલાંક કારણો હતાં. આમાં ધર્મપાલનમાં નિયમનનો અભાવ એ એક પ્રધાન કારણ હતું. હિન્દ અને હિન્દ બહારના અલ્પ પ્રગતિયુક્ત પ્રાન્તોની લક્ષાવધિ જનતા બુદ્ધધર્મની અનુયાયી બની હતી. આટલી બધી જનતાનાં ધર્માન્તરમાં સત્ત્વ જેવું બહુ ઓછું હતું. આથી બુદ્ધધર્મનું બળ વધવાને બદલે ઉલટું ઘટયું. ગૌતમ બુદ્ધનાં ધર્મમાં નિર્બળતાએ પ્રસાર કર્યો. અશોક આદિ શક્તિશાળી નૃપતિઓનાં ગમે તેટલાં દૃઢ સમર્થન છતાં, બુદ્ધધર્મનું અધઃપતન ત્વરિત રીતે થવા લાગ્યું. પોતાના ધર્મના અનુયાયીઓની સંખ્યામાં વૃદ્ધિ કેવી રીતે થાય તેવા ઉપાયો લેવાની તેમને ફરજ પડી. ભારતવર્ષ જેવા દેશમાં ધાર્મિક મૂળ સિદ્ધાન્તોમાં શિસ્તને જ પ્રાધાન્ય હોવા છતાં, ધર્મસિદ્ધાન્તોમાં તેમને બને તેટલી છૂટછાટ આપવી જ પડી. જૈનધર્મના ઉચ્ચ સિદ્ધાન્તો હિન્દના સર્વશ્રેષ્ઠ માનસમાં દૃઢીભૂત થયા હતા. એવા વિશિષ્ટ સંયોગોમાં, બુદ્ધધર્મમાં આ રીતે શિથિલાચારનો પ્રચાર થયો હતો. બુદ્ધધર્મના નૂતન અનુયાયીઓની સ્વચ્છંદ વૃત્તિને પરિતૃપ્ત કરવા માટે, તાત્ત્વિક સંસ્થાપનવાળા નૈતિક સિદ્ધાન્તોનો પરિત્યાગ થયો. નીતિના

પ્રાચીન સિદ્ધાન્તોને બદલે નીતિવિષયક નૂતન વિચારોનો પ્રાદુર્ભાવ થયો.

આ ઉપરાંત, આત્મવિષયક સિદ્ધાન્ત ક્રમશઃ દૃઢીભૂત થવા લાગ્યો. ભિન્નભિન્ન દેવોની માન્યતાનો પાછો આવિર્ભાવ થયો. ભિન્નભિન્ન ભ્રમયુક્ત માન્યતાઓનો પાછો પ્રચાર થયો.

બુદ્ધધર્મના ઇતિહાસમાં આ સર્વ ઘટનાઓ બની એ આપ સારી રીતે જાણો છો એવી મને પ્રતીતિ છે. હિન્દ બહારના દેશોના પ્રાચીનકાલીન બૌદ્ધોએ તેમ જ કેટલોક સમય વ્યતીત થયા બાદ, હિન્દના બૌદ્ધોએ માંસાહારનો સ્વીકાર વાતાવરણજન્ય પરિસ્થિતિને લઇને કર્યો ન હતો એવી તમને આ સર્વ ઘટનાઓથી સરલતાથી ખાત્રી થશે. બુદ્ધધર્મના અનુયાયીઓ આહારની દૃષ્ટિએ માંસાહારનું વાસ્તવિક મૂલ્ય જાણતા જ ન હતા. તેમને ઘણા પ્રાચીનકાળથી માંસાહારની ટેવ હતી. માંસાહાર સ્વાદિષ્ટ લાગવાથી, તેમણે તેનો ત્યાગ કર્યો ન હતો.

જૈનધર્મની દૃષ્ટિએ વિચાર કરતાં, માંસાહારનો પ્રશ્ન જ રહેતો નથી. જૈનધર્મના સિદ્ધાન્તોમાં કદાપિ પરિવર્ત્તન થયું નથી. એ સિદ્ધાન્તો સર્વદા એક જ સ્વરૂપમાં રહ્યા છે અને રહે છે. સર્વ તીર્થંકરોએ સિદ્ધાન્તની દૃષ્ટિએ એક જ પ્રકારનો અનુપમ ધર્મબોધ આપ્યો છે. સર્વ તીર્થંકરોનો ધર્મબોધ આદિથી અંત સુધી એક જ પ્રકારનો હતો. તેમણે ધર્મબોધયુક્ત જીવનના પ્રારંભથી માંડીને એ જીવનના અંત સુધી એક જ પ્રકારનો ધર્મબોધ આપ્યો હતો. જૈનધર્મ એ હિન્દ–આર્યાવર્ત્તનો ધર્મ છે. આખોયે ભારતવર્ષ એક કાળે જૈનધર્મનો

અનુયાયી હતો એમ અમે માનીએ છીએ. નવીન ધર્મોના ઉદ્દ્ગમ અને વૃદ્ધિથી, જૈનધર્મના અનુયાયીઓનું સંખ્યા-બળ અવશ્ય ઘટી ગયું. એ નવીન ધર્મોના તાત્કાલિક ઉત્કર્ષ બાદ, એ સર્વ ધર્મોનું અધઃપતન કે રૂપાન્તર થયું. આધુનિક હિન્દુ ધર્મ એ ધર્મનાં રૂપાન્તરનાં એક દૃષ્ટાન્તરૂપ છે.

જૈનધર્મ તેનાં શાશ્વત સ્વરૂપમાં જૈનધર્મ રૂપે જ રહેલ છે. જૈનધર્મનાં શાશ્વત સ્વરૂપમાં અનાદિકાળથી કોઇપણ પરિ-વર્ત્તન થયું નથી. તેના શાશ્વત સ્વરૂપમાં હવે પછી કોઇ કાળે કોઇ પણ પ્રકારનું પરિવર્ત્તન નહિ જ થાય. જૈનધર્મના નીતિ અને તત્ત્વજ્ઞાનયુક્ત સિદ્ધાન્તો, અન્ય ધર્મોએ શુદ્ધ કે મિશ્ર-સ્વરૂપમાં ઓછેવત્તે અંશે કે સર્વાંશે સ્વીકાર્યા છે. જૈનધર્મના દેવો અને વીર પુરૂષો તેમ જ જૈનધર્મનો ઇતિહાસ અને પરંપરાગત કથાઓ, અન્ય ધર્મોએ કંઇને કંઇ અંશે માન્ય રાખ્યાં છે. જૈનધર્મના ઉત્સવો તેમ જ રીતરીવાજો પણ અન્ય ધર્મોએ ઓછેવત્તે અંશે ગ્રહણ કર્યા છે. જૈનીય તપશ્ચર્યાનું સ્વરૂપ પણ અન્ય ધર્મોએ અમુક અંશે માન્ય રાખ્યું છે.

વેદો અને પુરાણ ગ્રંથોમાં જે દેવોનો નિર્દેશ થયો છે તે દેવોને જ અમે માનીએ છીએ. આમ છતાં, દેવોની દિવ્યતા અને વિશુદ્ધતા સંબંધી અમારો આદર્શ સાવ નિરાળો છે. દેવો સંબંધી અમારી માન્યતામાં કોઇપણ પ્રકારની અતિશ-યોક્તિ અશક્ય જ છે. એ માન્યતાથી દેવ વિષયક કોઇપણ પ્રકારના સંશયનું સ્પષ્ટ રીતે નિરાકરણ થઈ જાય છે. કોઈ અજ્ઞાની કે નાસ્તિક મનુષ્યને જૈનીય દેવોના સંબંધમાં કંઈ પણ શંકા ઉપસ્થિત થાય તો, આધુનિક વિજ્ઞાનથી પણ તેની

કોઇપણ શંકાનું નિવારણ થઇ શકે છે. યથાર્થ શિસ્તયુક્ત ધર્મ-પાલનથી જૈનીય દેવોના સંબંધમાં કોઇપણ પ્રકારની આશંકા ટકી શકતી નથી.

જૈનધર્મે વિષયાનુરક્તિને કદાપિ સ્થાન આપ્યું જ નથી. ખરેખરાં જૈન જીવનમાં વિલાસિતાને કદાપિ સ્થાન મળ્યું જ નથી. જે મનુષ્યો સદાચાર અને અહિંસાના સિદ્ધાન્તો સંપૂર્ણ-પણે ગ્રહણ કરી શકે છે તે જ મનુષ્યો વસ્તુતઃ જૈન ધર્મના અનુયાયી થઇ શકે છે. 'જિન' એટલે સર્વ વસ્તુઓના વિજેતા. જે મહાપુરૂષો પોતાના આત્માના સંપૂર્ણ વિજેતા હોય તેઓ જ સર્વ વસ્તુઓના વિજેતા અર્થાત્ 'જિન' બની શકે છે. આવા જિન ભગવંતો કે તીર્થંકરોએ પ્રરૂપિત કરેલ માર્ગના અનુગામીઓ કે તેમના અનુયાયીઓને 'જૈન' કહે છે.

આ ઉપરથી સરલ રીતે સમજી શકાશે કે, જ્યાં સુધી આર્યાવર્ત્તની જનતામાં પ્રલોભનવૃત્તિથી પરાઙ્મુખતા અને સહનશક્તિનું આધિક્ય હતું ત્યાં સુધી, જૈનોનું સંખ્યા–બળ પણ અધિક જ હતું. આર્યાવર્તની જનતામાં સહનશક્તિ કમી થવા માંડી અને પ્રલોભનવૃત્તિમાં વૃદ્ધિ થતી ગઇ એટલે જૈનોનું સંખ્યા–બળ ઘટવા માંડયું. પૂર્વ–ઐતિહાસિક કાળમાં આર્યોની સહનશક્તિ આજના કાળ કરતાં વિશેષ હતી એમ હું માનું છું. એ કાળે કે કોઇ ઐતિહાસિક ગણાતા યુગમાં પણ જૈન ધર્મ આર્યાવર્ત્તનો ધર્મ હતો એમ જ માનવાને હું પ્રેરાઉં છું. ભ્રાતૃદ્વિતીયા ( ભાઇબીજ ), દીપાવલી ( દીવાળી ) વિગેરે હિન્દુ તહેવારોનું મૂળ સ્વરૂપ જોવા તમે પ્રયત્ન કરો. જૈનોના ઐતિ-હાસિક પ્રસંગો જ એ આ તહેવારોનાં મૂળરૂપ હોય એમ

તમને જણાઇ આવશે. હિન્દુ અને બૌદ્ધ ધર્મના પૌરાણિક ગ્રન્થોની ભિન્નભિન્ન આખ્યાયિકાઓનું મૂળ તપાસવા પ્રયત્ન કરશો એટલે જૈન ધર્મના પ્રમાણભૂત ગણાતા ગ્રંથોમાં એ આખ્યાયિકાઓ પ્રાકૃતિક અને અતિશયોક્તિરહિત સ્વરૂપમાં તમને ઉપલબ્ધ થશે. જૈનધર્મ જગતના ધર્મોમાં સૌથી પ્રાચીન ધર્મ છે અને જૈન ધર્મની કથાઓ બીજી કોઇપણ ભારતીય કથાઓ કરતાં વિશેષ પ્રાચીન છે એમ આ ઉપરથી સિદ્ધ થઇ શકે છે. જૈન ધર્મના તત્ત્વોનો આવિષ્કાર અત્યંત સરલ અને નૈસર્ગિક રીતે થયેલો છે. અન્ય ધર્મોનાં તત્ત્વો એવાં સરલ કે નૈસર્ગિક નથી. આ ઉપરથી અન્ય ધર્મોની ઉત્પત્તિ જૈનધર્મની ઉત્પત્તિ બાદ થયાનું ખાત્રીપૂર્વક પ્રમાણ મળી રહે છે. સત્કાર્યો સર્વદા ચિરસ્થાયી હોય છે. તેમનું વિસ્મરણ કદાપિ થતું નથી. જૈન ધર્મનાં તત્ત્વો એવાં સૂક્ષ્મ છે, જૈન ધર્મના નૈતિક અને તાત્ત્વિક આદર્શો એવા ઉચ્ચ છે કે, એ તત્ત્વો અને આદર્શોનો પ્રભાવ સદૈવ આર્ય માનસ ઉપર પડ્યા જ કર્યો છે. આથી જેમ જેમ સમય વ્યતીત થતો ગયો તેમ તેમ બ્રાહ્મણો વિગેરેએ અન્ય ધર્મોનું વિધાન કરવા માંડ્યું. ક્ષત્રીઓએ હિન્દના ચારે વર્ણોમાં સર્વ રીતે ઉત્તમ સ્થાન પ્રાપ્ત કર્યું હતું એવી જૈનોની માન્યતા છે એ આપ જાણો છો. સર્વ તીર્થંકરોનો ઉદ્ભવ ક્ષત્રીઓમાંથી જ થયો હતો. આ રીતે બ્રાહ્મણો ક્ષત્રીઓ કરતાં ઉતરતી કોટિના હતા.

બ્રાહ્મણો વિગેરેને પોતાના ધર્મનાં સંસ્થાપન માટે જૈન તત્ત્વો અને સાધનોનો આશ્રય લેવાની જરૂર પડી. આને પરિણામે, વેદ આદિ અજૈન શાસ્ત્ર ગ્રન્થોમાં અમુક શરતે માંસાહારનું વિધાન

થયું. યજ્ઞયાગાદિ નિમિત્તે, પશુહિંસા થઇ શકે એવી એ શાસ્ત્રોએ આજ્ઞા કરી. અજૈન શાસ્ત્રકારોએ લોભિષ્ટ અને લોલુપ્ત મનુષ્યોને સંતૃપ્ત કરવાના ઉદ્દેશથી, આ માર્ગનો આશ્રય લીધો હતો. જનતા પોતાના ધર્મની અનુયાયી બને એવી માંસાહારના પ્રલોભનમાં અજૈન શાસ્ત્રકારોની અભિલાષા હતી. આહાર નિમિત્તે નહિ તો યજ્ઞ નિમિત્તે પણ જનતા પશુ-હિંસા કરતી થાય એવી એ શાસ્ત્રકારોની ઉત્કટ ભાવના હતી. હિન્દુ શાસ્ત્રકારોએ આ રીતે પશુ-હિંસાનું વિધાન ન કર્યું હોત તો, કોઇ કારણે પશુ-હિંસા સંભવિત હતી ?

આમ ભિન્નભિન્ન પ્રકારના કૃત્રિમ ઉપાયોથી ભિન્નભિન્ન ધર્મોની સ્થાપના થઇ. જૈનધર્મનાં કેટલાંક તત્ત્વોને સંસ્થાપન રૂપે રાખીને, જૂદાજૂદા ધર્મ સ્થાપકોએ વૈદિક બ્રાહ્મણ ધર્મ, બૌદ્ધ ધર્મ, પ્રેમભક્તિ-પ્રધાન વૈષ્ણવ ધર્મ આદિ ધર્મોની સંસ્થાપના કરી. આ રીતે આધુનિક હિન્દુધર્મના નવીન પંથોનું નિર્માણ થયું. જે જનતા ઉપર અહિંસાના મહાન્ સિદ્ધાન્તનો પ્રભાવ પડ્યો હતો તે જનતાના માનસનું આ નૂતન ધર્મોથી સાન્ત્વન થયું. ધર્મ-સ્થાપકોએ જનતાને સંતૃપ્ત રાખવા નિમિત્તે, અનેકવિધ યુક્તિઓ અને પ્રયુક્તિઓ કરી.

આમ છતાં, '**अहिंसा परमो धर्मः**' એ સર્વથી પ્રાચીન અને મૂળ સિદ્ધાન્ત યુક્ત જીવદયાપ્રધાન અને શાશ્વત જૈન ધર્મનું નિર્મૂલન ન જ થયું. એનાં ખરાં બળને કારણે, એ મૂળ ધર્મની સંપૂર્ણ ઉપેક્ષા અન્ય ધર્મોને પાલવે તેમ જ ન હતું.

જે જે ધર્મ કે તત્ત્વજ્ઞાને જૈન ધર્મ અને તત્ત્વજ્ઞાનની સંપૂર્ણ ઉપેક્ષા કરી તે તે ધર્મ અને તત્ત્વજ્ઞાનનું અસ્તિત્વ હિન્દમાં

રહી શકયું નહિ–તે તે ધર્મ અને તત્ત્વજ્ઞાનનો હિન્દમાંથી સર્વથા લોપ થયો એ અત્રે જણાવવાની ખાસ આવશ્યક્તા છે. જૈન ધર્મના સિદ્ધાન્તોની ઉપેક્ષાને કારણે, હિન્દમાં બૌદ્ધધર્મનું અધઃપતન થયું. બુદ્ધ અને જૈન ધર્મના સિદ્ધાન્તોમાં, પરસ્પર સમાનતાને બદલે વૈષમ્યજ રહેલ છે. આથી આ બન્ને ધર્મના સિદ્ધાન્તો સમાન હોવાનો કેટલાક યુરોપીયન વિદ્વાનોનો મત સત્યથી પર છે એમ કહ્યા વિના છૂટકો જ નથી.

વિષયાસક્ત અને અલ્પ સંસ્કારી મનુષ્યોએ વેદોની રચના કરી છે. આથી વૈદિક સિદ્ધાન્તો સામાન્ય રીતે પરસ્પર અસંગત જણાય છે. વેદોમાં જૈનધર્મના સિદ્ધાન્તોની સંપૂર્ણ ઉપેક્ષા ન કરતાં, એ સિદ્ધાન્તોને કૃત્રિમ સ્વરૂપ આપવામાં આવ્યું છે. વૈદિક સિદ્ધાન્તોમાં મનુષ્યની સહનશક્તિની ઉગ્ર પરીક્ષાને વિશિષ્ટ પ્રકારનું સ્થાન જ નથી; ઉલટું મનુષ્યની સ્વચ્છંદ–વૃત્તિને પોષણ મળે એજ રીતે એ સિદ્ધાન્તોનું આયોજન થયું છે. વૈદિક ધર્મના સિદ્ધાન્તોમાં, જૈન ધર્મના સિદ્ધાન્તોનું કૃત્રિમ રીતેજ પુનર્વિધાન થયું છે.

હિન્દુઓના સનાતન ધર્મમાં જૈન ધર્મનો આત્મા છે પણ તે બલરહિત છે. એમાં ઉચ્ચ પ્રકારનાં મનોબળયુક્ત સહનશક્તિ આદિનો હ્રાસ થયો છે. ધર્મનાં નૈસર્ગિક સૌંદર્યને તેથી ખબ ઝાંખપ લાગી છે. આ પ્રમાણે, જૂદા જૂદા કાળમાં, જનતાની પરિસ્થિતિને અનુરૂપ ધર્મ–પરિવર્તન હિન્દમાં થયા જ કર્યું છે.

માત્ર જૈનધર્મમાં જ એવું પરિવર્તન નથી થયું. જૈનધર્મ, જૈન આખ્યાયિકાઓ અને જૈનીય જીવન–ક્રમ આજે હિન્દભરમાં જે ને તે સ્વરૂપમાં વિદ્યમાન છે. જૈનધર્મ હજારો વર્ષ ઉપર

જે સુંદર સ્વરૂપમાં હતો તે અસલ સુંદર સ્વરૂપમાં આજે પણ વિરાજિત છે. તેનાં સૌંદર્યમાં કંઇ પણ ઝાંખપ નથી આવી.

આજના જૈનોની સહનશક્તિ જગતભરમાં અદ્વિતીય છે. જે મનુષ્યોમાં સહનશક્તિ અને શિસ્તપાલનની વૃત્તિ સવિશેષ પ્રમાણમાં હોય તેઓ જ જૈનધર્મના અનુયાયી થઇ શકે છે. જૈનોનું સંખ્યા–બળ અલ્પ હોવાનું આ એક વિશિષ્ટ કારણ છે. જે મનુષ્યો સહનશક્તિ આદિને અભાવે, જૈનધર્મનું પાલન યથાર્થ રીતે નથી કરી શકતા તેઓ જૈનધર્મનાં ક્ષેત્રમાં નથી રહી શકતા.

પરમાણુવાદ આદિ જૈનધર્મના તાત્ત્વિક સિદ્ધાન્તો હિન્દના પ્રાયઃ સર્વ તત્ત્વજ્ઞાનોમાં પ્રધાનપણે ઉપલબ્ધ થાય છે. જૈન-ધર્મના સિદ્ધાન્તની અદ્વિતીય વિશિષ્ટતા રૂપ સ્યાદ્‌વાદના સિદ્ધાન્તની સંપૂર્ણ ઉપેક્ષા ભારતીય તત્ત્વજ્ઞાનોથી શકય જ નથી. સાંખ્યોએ ‘ પ્રધાન ’ નાં સ્વરૂપમાં સ્યાદ્‌વાદનો સ્વીકાર અવશ્ય કર્યો છે. નૈયાયિકોએ ‘ અણુવૃત્તિ અને વ્યાવૃત્તિ ’ રૂપે સ્યાદ્‌વાદના સિદ્ધાન્તને માન્ય રાખેલ છે. વળી જૈનો જેને જીવ અને પુદ્‌ગલ રૂપે માને છે તેને સાંખ્યો ‘ પુરૂષપ્રકૃતિ ’ ગણે છે.

બૌદ્ધધર્મના પ્રસારવાળા હિન્દ બહારના દેશોમાં, આબો-હવાની પ્રતિકૂળતાને કારણે, જનતાને માંસાહારનો આશ્રય લેવાની ફરજ પડી હતી એ મતનો ઘણીયે વાર વિરોધ કરવામાં આવ્યો છે. બૌદ્ધધર્મમાં માંસાહારની પ્રરૂપણા નથી થઈ. માંસાહારના પ્રશ્નની સમીક્ષા કરતાં, અનેક પ્રશ્નો પ્રાસંગિક રીતે ઉપ-સ્થિત થાય છે. એ પ્રશ્નોથી પણ જૈનધર્મના સિદ્ધાન્તો અને તત્ત્વોની દઢીભૂતતા પ્રતીત થઈ શકે છે. વળી અહિંસાના

પ્રાકૃતિક સ્વરૂપમાં માત્ર જૈનધર્મ જ સર્વદા વિદ્યમાન રહેલ છે એમ પણ નિર્દિષ્ટ થાય છે. તીર્થંકર ભગવંતોએ જૈનધર્મ પોતાનો ધર્મ હોવાથી નહીં પણ તે સત્ય ધર્મ હોવાથી, જૈનધર્મનો ઉપદેશ આપ્યો હતો. જૈનધર્મ અહિંસાપ્રધાન, નૈસર્ગિક સત્ય ધર્મ હોવાથી જ, જિન ભગવંતોએ પોતાના જીવન–કાળમાં એ ધર્મનો બોધ આપ્યા કર્યો હતો.

જૈન સાધુ તરીકે મને જૈનધર્મમાં નિઃસીમ પ્રતીતિ છે. જૈનધર્મના સિદ્ધાન્તોમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આથી જ હું જૈનધર્મ અને તેની અહિંસા–પ્રધાનતા સંબંધી મારા વિચારો વ્યક્ત કરૂં છું. આ મારા વિચારો યુરોપીયન વિદ્વાનોને રૂચિ-કર થઇ પડે કે નહિ તેની મને ભાગ્યે જ દરકાર છે. આમ છતાં, જે યુરોપીયન વિદ્વાનો પૌર્વાત્ય ધર્મો, પૌર્વાત્ય વિચારણા અને પૌર્વાત્ય સાહિત્યનાં અધ્યયનમાં અત્યંત મગ્ન થયા છે તેમને મારા વિચારો કદાચ સૂચક થઇ પડશે એમ હું માનું છું.

મારો આ પત્ર પૂરો થાય ત્યારે, એક સત્યમિત્ર તરીકે, આપની પાસે હું કોઇ વસ્તુની યાચના કરીશ, આપની પાસેથી હું કોઇ વસ્તુ માગી લઇશ. મારો પત્ર હજુ અપૂર્ણ છે. આ સ્થિતિમાં હું તમારી પાસેથી માત્ર એક જ વસ્તુ આગ્રહપૂર્વક માગી લઉં છું. આ વસ્તુ માત્ર એ જ કે, જૈનધર્મ વૈદિક ધર્મથી પુરાતન ધર્મ છે એ સત્ય વસ્તુ પ્રત્યે તમારે ખાસ લક્ષ રાખવું. ભારતીય તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં તમો જે કંઇ કાર્ય કરી શકયા છો તેવું કંઇ કાર્ય જૈનધર્મની પ્રાચીનતાના પ્રશ્નને અંગે તમે કરી શકો છો કે નહિ તે તમારે જોવાનું છે.

જૈનધર્મના તાત્ત્વિક સિદ્ધાન્તો વિષયક તમારાં પ્રગટ અને અપ્રગટ સાહિત્ય ઉપરથી, એ સિદ્ધાન્તોની પ્રાચીનતાના સંબં-

ધમાં આપણા બન્નેના વિચારો એક જ છે એમ હું ખાત્રીપૂર્વક જાણું છું. જૈનધર્મ વિષયક સિદ્ધાન્તોની પ્રાચીનતાના સંબંધમાં, તમે જે વિચારો લિખિત સ્વરૂપમાં વ્યક્ત કર્યા છે તે વિચારો અજૈનોને પણ ગ્રાહ્ય લાગ્યા છે એ હું જાણું છું. આ સંબંધમાં મારે એક વસ્તુનો ખાસ નિર્દેશ કરવાનો રહે છે.

અસલ જૈન આગમોની ભાષા તેમજ એ આગમોમાં પ્રરૂપિત થયેલ ધર્મ વેદોની ભાષા અને વૈદિક ધર્મની દૃષ્ટિએ અર્વાચીન નથી. આગમોની ભાષા અને આગમોનો ધર્મ એ બન્ને વૈદિક ભાષા અને વૈદિક ધર્મ કરતાં વિશેષ પ્રાચીન છે. રૂગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વ વેદ એ વેદના ચાર ભાગો છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરના સમયકાળ કરતાં વિશેષ પ્રાચીન હોઇ શકે નહિ. વેદો અને પુરાણોના રચયિતા લગભગ વ્યાસ હતા એમ દંતકથાઓ ઉપરથી જણાય છે, તેમનો સમય પણ કૃષ્ણ દ્વૈપાયન જેટલો જ પ્રાચીન માની શકાય.

હિન્દના કોઈ પણ ગ્રંથના રચનાકાળ સંબંધી છેવટનો નિર્ણય તેની લેખન શૈલી ઉપરથી જ ન થઇ શકે એવો મારો નમ્ર મત છે. લેખનશૈલીનું અનુકરણ એ હિન્દીઓની વિશિષ્ટતા છે. વેદોના તાત્વિક વિભાગની રચના પ્રાયઃ ગુપ્ત રીતે પાછળથી થઇ હતી એવી મારી ખાત્રી છે. આ પ્રમાણે અનેક પ્રકારનું તાત્વિક વિધાન પાછળથી થયાનાં અનેક દૃષ્ટાન્તો ઉપલબ્ધ થઇ શકે છે. જૈનધર્મ અને જૈન ધર્મગ્રન્થોની પ્રાચીન પ્રમાણભૂતતાનું નિયંત્રણ કરવાનો અને પ્રત્યેક વસ્તુને હિન્દુ સ્વરૂપમાં નિર્દિષ્ટ કરવાનો ઉદ્દેશ, વેદોના તાત્વિક વિભાગની જ રચના પાછળથી થઇ તેમાં સમાવિષ્ટ થતો હતો એમ કહી શકાય.

હવે આપણે માંસાહારના પ્રશ્નનો આધુનિક દષ્ટિએ વિચાર કરીએ. આધુનિક કાળમાં, ખાદ્ય પદાર્થોનું પૃથક્કરણ વૈજ્ઞાનિક દષ્ટિએ થયું છે. એ પૃથક્કરણ ઉપરથી, ફળો, સૂકાં ફળો આદિમાં માંસ કરતાં વિશેષ પોષક તત્ત્વો હોવાનું માલૂમ પડયું છે.

કોઈ મનુષ્યનું શરીર સ્વસ્થ હોય તો, તેનું ચિત્ત પણ સ્વસ્થ રહે છે. આ સિદ્ધાન્ત એવો તો સત્ય છે કે, તેની સત્યતા સિદ્ધ કરવાને માટે કોઈ સવિશેષ પ્રમાણની આવશ્યકતા રહેતી નથી. જે મનુષ્યનું સ્વાસ્થ્ય સારૂં હોય તેનામાં કાર્ય કરવાની શક્તિ વિશેષ હોય છે એ આપણે સારી રીતે જાણીએ છીએ.

માંસાહારી દેશોમાં જે જે વ્યાધિઓ માલૂમ પડે છે તેમાંના ઘણાખરા માંસાહારથી જ પરિણમે છે. ગમે તેવું સારૂં જણાતું માંસ પ્રાયઃ રોગોત્પાદક જ હોય છે. ગમે તેવું સ્વચ્છ અને સ્વાસ્થ્યદાયી જણાતું માંસ ઓછેવત્તે અંશે ક્ષયોત્પાદક અવશ્ય હોય છે. સારામાં સારા માંસની ક્ષયોત્પાદકતા, સરકારી નિરી-ક્ષકોની સંપૂર્ણ કાળજી છતાં બીલકુલ પારખી શકાતી નથી.

આ ઉપરાંત, માંસાહાર નિમિત્તે જે જાનવરોની કતલ કરવાની હોય તે જાનવરો ક્ષય રહિત હોય એવું ભાગ્યે જ બને છે. ઇંગ્લંડના શાહી કુટુંબની ગાયો ક્ષયગ્રસ્ત હોવાનું દષ્ટાન્ત તાજું જ છે. આથી એ સંબંધમાં કંઇ વિશેષ કહેવાની જરૂર રહેતી જ નથી.

બુદ્ધિશાળી કાર્યકરોને માટે, માંસાહાર વૈજ્ઞાનિક દષ્ટિએ પ્રતિકૂળ છે એમ આ સર્વ ઉપરથી મને તો લાગે છે. માંસા-

હારથી રોગ તેમ જ આલસ્યની વૃદ્ધિ થાય છે. જે પ્રાણીઓ માંસાહારી હોય છે તેઓમાં આલસ્યનું પ્રાધાન્ય હોય છે એ સુવિદિત છે.

યુરોપમાં ફ્રાન્સ, ઈટલી અને સ્વીટ્ઝર્લૅન્ડનો મજૂર વર્ગ પુષ્ટિદાયક વનસ્પતી–આહાર સામાન્ય રીતે ગ્રહણ કરે છે. આ ત્રણે દેશોના મજુરો માંસાહારનો ઉપયોગ ક્વચિત જ કરે છે. માંસના સ્વાદની ખાસ ઇચ્છા થઈ હોય કે તહેવારોના દિવસો સિવાય, માંસાહાર ભાગ્યે જ થાય છે. આમ છતાં, માંસાહારી અંગ્રેજો કરતાં તેઓનું સ્વાસ્થ્ય અને બળ ખૂબ ચઢી જાય છે. હિન્દી સૈન્યનો જે વિભાગ મહા બળવાન અને અત્યંત સહનશીલ ગણાય છે તે વિભાગના સૈનિકોએ કદાપિ માંસાહાર કર્યો નથી. હિન્દી સૈન્યના વનસ્પત્યાહારી સૈનિકો જગતમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે. એ સૈનિકોએ હજારો વર્ષ થયાં માંસાહારનો સ્પર્શ સુદ્ધાં નથી કર્યો.

આ પત્રમાં માંસાહારના સ્થૂલ દૃષ્ટિબિન્દુ સંબંધી યથાશક્ય સમીક્ષા થઈ ગઇ. હવે માંસાહાર સંબંધી આત્મિક દૃષ્ટિબિન્દુથી વિચારણા કરવાની રહે છે. જૈન ધર્મમાં શિસ્ત અને સંયમને વિશિષ્ટ રીતે પ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે એ આપણે જોઇ ચૂકયા છીએ. આત્માના વિજય અર્થે, જૈનો શિસ્ત અને સંયમનું પાલન પોતાનાં જીવનમાં સંપૂર્ણપણે કર્યા જ કરે છે. અહંભાવ એ આત્માનો મહાન્‌માં મહાન્ શત્રુ છે. આથી અહંભાવનાં શમન નિમિત્તે, સંયમ અને શિસ્તનાં પાલનની અનિવાર્ય આવશ્યકતા છે. મહાવીર સ્વામી આત્માના વિજેતા હતા. આથી જ તેમની મહાન્ વીર પુરૂષ તરીકે ગણના થઇ છે. મહાવીર ( મહા+વીર ) અર્થાત્ મહાન્ વીર પુરૂષ.

આધ્યાત્મિક સંપૂર્ણતા પ્રાપ્ત કરવી એ માનવ જીવનનો ઉદ્દેશ છે. આત્માને બંધનકારક સંચિત કર્મોનું નિવારણ કરી, સંવરથી આધ્યાત્મિક શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવી એ મનુષ્ય જીવનનું ધ્યેય છે. કર્મના સંવર અને વિનાશ નિમિત્તે, બાહ્ય અને અભ્યંતર તપ અત્યંત આવશ્યક છે. શરીર, મન અને વાણીનો સંયમ, ધર્મધ્યાન આદિ બાહ્ય અને અભ્યંતર તપ ગણાય છે, તપથી સંસારનો મોહ છૂટી જાય છે, ધાર્મિક તત્ત્વોનાં અનુ-ષ્ઠાન માટે ઉત્કટ ઇચ્છા થાય છે, મહાપુરૂષોના પરમ પવિત્ર બોધ માટે પૂજ્ય બુદ્ધિ પરિણમે છે વિગેરે અનેક પ્રકારના લાભ થાય છે. તપ આદિથી કર્મનો ક્ષય થાય છે અને નવીન કર્મોની પરિણતિ( આશ્રવ )ની સંભાવના નથી રહેતી. આશ્રવનો પ્રતિરોધ થાય એ સ્થિતિમાં આત્માના નૈસર્ગિક ગુણોનો અત્યંત વિકાસ થવા માંડે છે. પ્રાન્તે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રરૂપ આત્માની ત્રણ મહાન્ કુદરતી શક્તિઓ સંપૂર્ણપણે ખીલી નીકળે છે. પરિણામે આત્માને મોક્ષ કે શાશ્વત સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે.

શરીર આહાર વિના ટકી શકતું નથી. જીવનના નિભાવ માટે આહારની જરૂર છે. જેમ ઇન્ધન એ અગ્નિને પોષણરૂપ છે તેમ આહાર એ જીવનને પોષણરૂપ છે. જે પ્રાણીને જીવનની લાલસા હોય તે પ્રાણીએ આહાર અવશ્ય ગ્રહણ કરવો જોઇએ.

કોઇ પણ પ્રકારના આહારમાં પ્રાણીઓનો વિનાશ અનિ-વાર્ય છે એ આપણે જાણીએ છીએ. આપણા જીવનની પ્રત્યેક ક્ષણે, આપણાથી જાણ્યે અજાણ્યે હજારો જીવોની હિંસા થાય છે. ગમે તેટલી સાવચેતી લીધા છતાં, આ હિંસા કોઈથી અટ-

કાવી અટકાવાતી નથી. મહાન્ અને બળવાન્ પ્રાણીઓનો નિર્વાહ નાનાં પ્રાણીઓ ઉપર ચાલે છે, જીવન-કલહમાં ખરેખરાં બળવાન્ પ્રાણીઓ જ ટકી શકે છે એમ કુદરતમાં સર્વત્ર જોવામાં આવે છે. પ્રકૃતિનો આ એક અનિવાર્ય નિયમ છે. ખેડુત અસંખ્ય જીવોની હિંસા કરે છે. વનસ્પતિના આરોપણ અને ઉદ્ગમમાં પાર વિનાના જીવોની હિંસા થાય છે. પૃથ્વી, પાણી આદિ અસંખ્ય જીવોથી ભરપૂર છે. સમગ્ર વિશ્વ જીવોથી જ વ્યાપ્ત છે. આથી જીવોની હિંસા પ્રતિક્ષણે થયા જ કરે છે.

જૈન સાધુઓ અને શ્રાવકો (વ્રતધારી) બરાબર ઉકાળેલું પાણી વાપરે છે એ આપ સારી રીતે જાણો છો. જે પાણી બરાબર ઉકાળેલું ન હોય તે પાણીનો ઉપયોગ જૈન સાધુઓ અને શ્રાવકો નથી કરતા. પાણી બરોબર ઉકાળ્યા પછી, તેમાંથી ત્રણ વાર બુદ્‌બુદો( પરપોટા )નું નિઃસારણ થયા બાદ, તે પીવાને લાયક બને છે. વર્ષાઋતુમાં પાણી ત્રણ ત્રણ પ્રહરને અંતરે ઉકાળવું જોઇએ. શીત અને ગ્રીષ્મઋતુમાં પાણી ઉકાળવાનું અંતર અનુક્રમે ૪ પ્રહર અને પાંચ પ્રહરનું છે. આ પ્રમાણે પાણી ઉકાળીને પીવાનો ઉદ્દેશ, જીવોની હિંસા બને તેટલી ઓછી થાય એ જ છે. પાણી જયાં સુધી ઠંડું હોય ત્યાં સુધી, તેમાંના સૂક્ષ્મ જીવોની વૃદ્ધિ અગણિતપણે સમયે સમયે થયા જ કરે છે. પાણી બરોબર ઉકળેલું હોય તો, સૂક્ષ્મ જીવો તેમાં અમુક કાળસુધી વિદ્યમાન હોતાજ નથી. આથી એ સ્થિતિમાં, જીવોની વૃદ્ધિ અને વિનાશ અશક્યજ બને છે. ઉકાળેલાં પાણીમાં જીવોની ઉત્પત્તિ જે તે નિશ્ચિત સમય બાદજ થાય છે.

જે પાણી ૭૮° ફેહ્‌રનહીટથી વધારે ઉકાળેલું હોય તેમાં

સૂક્ષ્મ જીવો ટકી શકતા નથી એવો યુરોપીયન વૈજ્ઞાનિકોનો મત છે. આથી જૈન શાસ્ત્રોનો મત અસત્ય નથી એમ સુપ્રતીત થઇ શકે છે.

જૈન સાધુઓને પાળવાના નિયમો શ્રાવકોને પાળવાના નિયમો કરતાં વિશેષ કઠીન છે, આથી જૈનોમાં સાધુઓને અહિંસા વ્રત અને શ્રાવકોને સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત એ રીતે વ્રતો પાળવાનાં હોય છે. સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રતધારી શ્રાવકો પાણી ઉકાળી શકે છે, રસોઇ અને એવાં બીજા કામો કરી શકે છે. આ સર્વ કાર્યો એવાં છે જેમાં જીવહિંસા અનિવાર્ય થઈ પડે છે. સાધુઓ અહિંસાવ્રત (મહાવ્રત) પાળે છે. તેમનાથી રસોઇ વગેરે કામો થઈ શકતાં નથી. તેઓ ભિક્ષાથીજ આહાર પ્રાપ્ત કરે છે. સાધુઓને આહારપાણી વહોરાવવાં એ શ્રાવકો પોતાનો ધર્મ સમજે છે. આથી સાધુઓને આહાર આદિ વહોરાવવામાં શ્રાવકોને અત્યંત હર્ષ થાય છે.

જૈન સાધુઓ વસ્તુતઃ જનતાના સેવકો છે. આધુનિક કાળના સમર્થ વૈજ્ઞાનિકો અને વિદ્વાનો જગતની સેવા કરી રહ્યા છે. જૈન સાધુઓ પણ તેજ પ્રમાણે જગતની મહાન્ સેવાજ કરી રહ્યા છે એમાં કંઇ શક નથી. જૈન સાધુઓ જગતની જે ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક સેવા કરે છે તેવી સેવા વૈજ્ઞાનિકો અને વિદ્વાનોથી પણ અશક્ય છે. આહાર આદિ તૈયાર કરવામાં શ્રાવકોને જે પાપ થાય છે તે પાપનું નિવારણ સાધુઓની ભક્તિથી થઇ જાય છે એમ હું માનું છું.

જીવોના એકેન્દ્રીય, બેઇન્દ્રીય, ત્રેન્દ્રીય, ચઉરેન્દ્રીય અને પંચેન્દ્રીય એમ પાંચ પ્રકારો જૈનો માને છે. જે તે જીવને

તેના પાપ કે પુણ્યયુક્ત કર્માનુસાર સંસારમાં નીચ કે ઉચ્ચ દશા પ્રાપ્ત થાય છે. એકેન્દ્રીય જીવનાં પૂર્વસંચિત પુણ્યકર્મ કરતાં, બેઇન્દ્રીય જીવનાં પૂર્વસંચિત પુણ્ય કર્મ અધિક હોય છે. આથી બેઇન્દ્રીય જીવની હિંસા કરવી એ એકેન્દ્રીય જીવના વિઘાત કરતાં વિશેષ પાપદાયી છે. આજ રીતે ત્રેન્દ્રીય જીવનું પૂર્વસંચિત પુણ્યકર્મ બેઈન્દ્રીય જીવનાં પૂર્વસંચિત પુણ્યકર્મ કરતાં અધિક હોવાથી, ત્રેન્દ્રીય જીવની હિંસા બેઇન્દ્રીય જીવની હિંસા કરતાં પાપરૂપ છે. પંચેન્દ્રીય જીવોનાં પૂર્વસંચિત પુણ્ય-કર્મ એકેન્દ્રીય જીવનાં પૂર્વોપાર્જિત પુણ્ય કરતાં અનંતગણું અધિક હોવાથી, પંચેન્દ્રીય જીવ( ગાય, બકરો વિગેરે )ની હિંસા એકેન્દ્રીય જીવ( વનસ્પતી આદિ )ની હિંસા કરતાં અનંત ગણી પાપોત્પાદક છે.

વનસ્પતિજન્ય વસ્તુઓનો ઉપયોગ કરવામાં પણ કંઇને કંઈ પાપ અવશ્ય રહેલ છે એમ અમે માનીએ છીએ. એકેન્દ્રીય જીવોની હિંસા થતી અટકે એ ઉદ્દેશથી, જૈન સાધુઓ અને શ્રાવકો ઉપવાસ આદિ તપશ્ચર્યા પ્રસંગોપાત્ત કરે છે. દ્વિતીયા, પંચમી, અષ્ટમી, એકાદશી, ચતુર્દશી, અમાવાસ્યા અને પૂર્ણિમાના દિવસોએ તો આ તપશ્ચર્યા વિશિષ્ટ રીતે થાય છે.

મનુષ્યને પ્રકૃતિ તરફથી જે આહાર મળ્યા કરે છે તે આહાર ગ્રહણ કરવાની મનુષ્યને અમુક સંયોગોમાં કે અમુક મર્યાદાપર્યંત ફરજ પડે છે. પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી, પોતાને વાસ્તવિક રીતે જે આહાર અનુકૂળ અને લાભદાયી હોય તેજ આહાર ગ્રહણ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે. પોતાને સર્વ રીતે અનુકૂળ અને લાભદાયી આહાર ગ્રહણ

કરવાની મનુષ્યમાં વિશિષ્ટ શક્તિ છે. મનુષ્ય કુદરતને પોતાને અનુકૂળ બનાવે છે. તિર્યંચ પ્રાણીઓથી તેમ થઇ શકતું નથી. તેમને કુદરતને અનુકૂળ રહીનેજ વર્ત્તવું પડે છે. તેમનાથી કુદરતનો ઉપભોગ તેમની ઇચ્છાનુસાર થઇ શકતો નથી. મનુષ્ય અને તિર્યંચો વચ્ચે આ એક મહાન્ ભેદ છે. તિર્યંચ પ્રાણીઓને પોતાનાં સ્થૂલ શરીરનોજ વિચાર કરવાનો હોય છે. મનુષ્યને સ્થૂલ શરીર ઉપરાંત આત્માનો વિચાર પણ કરવાનો છે. મનુષ્ય અને તિર્યંચ પ્રાણીઓ વચ્ચે આ એક બીજો મહાન્ ભેદ રહેલો છે.

આત્માની સંપૂર્ણ પ્રગતિ થયા વિના, સંપૂર્ણતાનાં ધ્યેયની સિદ્ધિ અશક્ય છે. આત્માની સંપૂર્ણ પ્રગતિ નિમિત્તે, પરિસ્થિતિ આદિ સર્વથા અનુકૂળ હોવાની આવશ્યકતા છે. આથી આધ્યાત્મિક ધ્યેયને પ્રતિકૂળ એવી પરિસ્થિતિવાળા દેશમાં મનુષ્યે નજ રહેવું જોઇએ. જે દેશમાં માંસાહાર જ થતો હોય તે દેશનો ત્યાગ કરી આધ્યાત્મિક પ્રગતિના ઇચ્છુક મનુષ્યે વનસ્પતિ–આહારવાળા દેશમાંજ નિવાસ કરવો જોઇએ.

આર્યોનું અસલ નિવાસસ્થાન ધ્રુવપ્રદેશમાં હતું એમ કેટલાક પૌર્વાત્ય વિદ્વાનો કહે છે. આ મંતવ્ય સત્ય હોય એમ હું માની શકતો નથી. પોતાની આગળ ધપતી જતી સંસ્કૃતિને અનુકૂળ નિવાસસ્થાનમાં વાસ કરવો એજ અસલ નિવાસસ્થાનનો ત્યાગ કરવાનો આર્યોનો ઉદ્દેશ હતો એવી મારી માન્યતા છે. આર્યોનું આધુનિક નિવાસસ્થાન આજ ઉદ્દેશથી પસંદ કરવામાં આવ્યું હતું. મનુષ્ય પોતાના ઉપયોગ અર્થે કોઇ પણ ઇચ્છિત વસ્તુની પસંદગી કરી શકે છે. અનિષ્ટ વસ્તુઓનો તે ત્યાગ કરી શકે છે. યથાર્થ મનોબળ હોય તો, પોતે પસંદ કરેલી સુયોગ્ય વસ્તુથી, પોતાનાં

શરીરની સુધારણા પણ કરી શકે છે કે તે વસ્તુને પોતાની શારીરિક રચનાને અનુકૂળ બનાવી શકે છે.

આ નિયમનું અનુસરણ કરીને શીતકટિબંધવાસી મનુષ્ય ઉષ્ણુકટિબંધમાં વાસ કરી શકે છે. વનસ્પતિ–આહારથી પણ તેનું શરીર બળ જળવાઈ રહે છે. તે સારી રીતે કામ કરી શકે છે. તેનાં સ્વાસ્થ્યને કંઇ પણ નુકશાન થતું નથી.

માત્ર જિહ્વેન્દ્રીયના સ્વાદના અપવાદરૂપ કારણ સિવાય, માંસાહારને સમર્થનરૂપ કોઈ પણ કારણ દૃષ્ટિગોચર થઈ શકતું નથી. આમ છતાં, માંસાહારીઓ માંસાહારના સમર્થનરૂપ કોઇને કોઈ કારણ શોધી કાઢે છે કે એવું કોઈ કારણ શોધવાનો પ્રયત્ન કરે છે. હિન્દ સુદ્ધાં દુનીયાના દરેક દેશમાં આજ સ્થિતિ જોવામાં આવે છે. મનુષ્ય માત્રે પોતાનું જીવન એવી રીતે ચલાવવું જોઇએ કે, કોઇ પણ સંયોગોમાં તેના અંતરાત્માને કોઈ રીતનો આઘાત નજ થાય. આત્માના પરિપૂર્ણ વિકાસ નિમિત્તે, આ પ્રથમ પ્રકારનો આવશ્યક માર્ગ છે. તીર્થંકર ભગવંતો તેમજ સૉક્રેટીસ, ગૌતમ બુદ્ધ, પીથાગૉરાસ સેનેકા, પ્લુટાર્ક, ઍપોલોનીયસ, ઑરીગન, ફ્રૅન્સીસ, ઍસીસી, ગૅઝેન્ડી, ગ્લેઝર આદિ ભિન્નભિન્ન કાળ અને ભિન્નભિન્ન દેશોના મહાપુરૂષોએ આત્મોન્નતિના આ પ્રારંભિક માર્ગની પ્રરૂપણા કરી છે. મહાપુરૂષોએ નિર્દિષ્ટ કરેલ આ પ્રારંભિક માર્ગનું અનુસરણ કરવું એ સર્વ મનુષ્યો માટે શોભાસ્પદ છે. એ માર્ગનું અનુસરણ કોઇ પણ મનુષ્યને માટે લજ્જાસ્પદ નથી.

નૈતિક પ્રકૃતિ એ મનુષ્ય જાતિની વિશિષ્ટતા છે. આથી એની સુધારણા માટે પ્રત્યેક મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ. કોઇ પણ મનુષ્યે કોઇ પણ કારણ કે હેતુસર કોઇ પણ પ્રાણીને

કોઇ પણ પ્રકારનું દુઃખ નજ દેવું જોઇએ. પોતાને દુઃખ થાય અને બીજાં પ્રાણીને દુઃખ થતું અટકે તો, પોતેજ દુઃખ ખમી લેવું એજ બહેતર છે.

વનસ્પતિ આહારના પ્રશ્ન સંબંધી આ પત્રમાં બને તેટલી ચર્ચા મેં કરી છે. આથી કોઇ સવિસ્તૃત ચર્ચાની આવશ્યકતા હોય એમ હું માનતો નથી. સંત બેનેડીકટ, સંત પૉલ, આદિ મહા-પુરૂષોના સ્મારકરૂપ મહાન્ મંડળો ઇંગ્લંડ, જર્મની, સ્વીટ્ઝર્લેંડ વિગેરેનાં વનસ્પતિ–આહાર ઉત્તેજક મંડળો અને આધુનિક કાળના કેટલાક નામાંકિત તબીબો તેમજ વૈજ્ઞાનિકો વિગેરેએ વનસ્પતિ–આહારને સમર્થનરૂપ વ્યાપક બોધ આપી તે સંબંધમાં પુષ્કળ પ્રચારકાર્ય કર્યું છે.

માંસાહારના હિમાયતીઓ માંસાહારના સમર્થન નિમિત્તે અનેક મુદ્દાઓ ઉપસ્થિત કરે એ સંભાવ્યજ છે. માંસાહારીઓ માંસાહાર અનેક રીતે લાભદાયી છે એવી અનેક દલીલો પણ કરે છે. માંસાહારથી શરીર તેમજ ચિત્તને અનેક પ્રકારના લાભ થાય છે એમ પણ માંસાહારીઓ કહે છે. પણ તેથી શું ? માંસાહારથી કોઇ પણ પ્રકારનો કશોયે ફાયદો હોય એમ નિર્દિષ્ટ થતું જ નથી.

કોઇ ખેતરમાં જઇને જુઓ. તેમાં ખેતીનું જે જે કાર્ય થાય છે તે સર્વ હિંસાજનક છે, કૃષિનાં પ્રત્યેક કાર્યથી વ્યાપક ક્ષેત્રમાં હિંસા થયાજ કરે છે. આમ છતાં, એ બધું કૃષિ–કાર્ય જોઇને, ચિત્ત અત્યંત પ્રસન્ન થાય છે. કસાઇની દુકાને થતી હિંસા કે યજ્ઞ પ્રસંગે થતી હિંસાથી ચિત્ત કદાપિ પ્રસન્ન થતું નથી. યજ્ઞ નિમિત્તે થતી પશુહિંસાથી ચિત્તને વાસ્તવિક આનંદ કદાપિ

નથી થતો. એ હિંસાનાં દૃશ્ય માત્રથી મનુષ્ય કંપી ઉઠે છે. આખાંયે શરીરમાં એક પ્રકારની ધ્રૂજારી છુટે છે. એ ધ્રૂજારીને પરિણામે, મનુષ્યને કેટલીક વાર માંસાહાર કે પશુ–હિંસાનો ત્યાગ કરવાની વૃત્તિ પણ પરિણમે છે. જે મનુષ્યોને માંસાહારનો મોહ છૂટી નથી શકતો તેમની માંસ–લોલુપતા કાયમ રહે છે. હિંસાના ક્ષણિક દૃશ્યોથી તેમનાં ચિત્ત ઉપર કશીયે અસર નથી થતી.

હિંસાનાં દૃશ્યથી પર થતાં, જનતાનું માનસ પાછું જેવું ને તેવું નિર્દય બની જાય છે. માંસાહારની વૃત્તિ પાછી સતેજ બને છે. આવો અનુભવ મને ઘણાયે મનુષ્યોનો થયો છે. ઘણાયે મનુષ્યોએ હિંસાનાં હૃદયવિદારક દૃશ્યો જોઇને તે સંબંધી સહૃદય એકરાર પણ કર્યો છે. તેમની અનુભવ–કથાથી ઘણાએ મનુષ્યોનાં દિલ કંપી ઉઠે છે. જૈનોનું હૃદય તો હિંસાની આવી કારમી કથાઓથી ખૂબ કમકમી જાય છે.

માંસાહારનો ત્યાગ કર્યાથી, જે તે મનુષ્યનું હૃદય દયાળુ બને છે એ એક મહાન્ લાભ છે. માંસાહારીઓ આહાર નિમિત્તે, પશુ–હિંસા કરીને અત્યંત નિર્ઘૃણ બને છે. માંસાહારને કારણે, ક્ષુલ્લક અને અક્ષમ્ય કારણવશાત્ પણ સંસ્કારી યુરોપીયનો નિર્ઘૃણમાં નિર્ઘૃણ કાર્યો કરે છે. ઇંગ્લંડ વિગેરે સુધરેલા દેશો પશુઓ ઉપર ઘાતકીપણું ગુજારવાની પોતાના દેશમાં મનાઈ છે એવો દાવો કરે છે. પશુઓ ઉપર ઘાતકીપણું ન ગુજરે તે માટે પોતાના દેશમાં કાયદા હોવાનો ખોટો ગર્વ પણ કેટલાક દેશો કરે છે.

યદ્યપિ આ દેશોમાં પાળેલાં જાનવરોને ગમે તેમ માર નહિ પડતો હોય, જાનવરોની કતલ બને તેટલી ઉતાવળે થતી હોય

છતાં, તેથી સ્ત્રીઓનાં શરીર આદિની શોભા નિમિત્તે, જીવતાં પક્ષીઓની પાંખોમાંથી પીછાં કાઢવાનું ઘાતકી કામ કોઇ રીતે અટકી જાય છે ? ના, નહિજ. ગમે તેટલા કાયદાઓ હોવા છતાં, ફેશન નિમિત્તે થતી ઘોર હિંસાનું નિવારણ નથી થતું. આહાર નિમિત્તે સીલોનો કરૂણ વધ થયાજ કરે છે.

સીલોની જે ઘાતકી હિંસા થાય છે તે હિંસાના દૃશ્ય માત્રથી ગમે તેવા નિર્દય મનુષ્યનું હૃદય પણ કંપી ઉઠે છે. એ હિંસાનું દૃશ્ય કોઈ પણ મનુષ્ય થોડીજ વાર જુએ એટલે તે જરૂર કંપી જાય છે. સીલોની ભયંકર કતલ, બચ્ચાંઓનાં માથાં અફાળવાં કે ચામડી ઉતારી લેવી એ સર્વ દૃશ્ય ખરેખર હૃદયવિદારી થઇ પડે છે. સીલોની હિંસા કરનારાઓમાં દયાનો છાંટો પણ નથી હોતો. આટલી બધી ઘોર હિંસા આહાર-પ્રાપ્તિ નિમિત્તેજ થાય છે. આવાં ઘોર કૃત્યો માંસાહાર અર્થેજ થાય છે.

વનસ્પતિ-આહારીઓને આવી ભયંકર હિંસા કરવી પડતી નથી. તેઓ એવી ભયંકર હિંસા કરવા પણ નજ દે.

મનુષ્ય માત્રે પ્રત્યેક કાર્યમાં નિર્ઘૃણતાને બદલે જીવદયાને પ્રધાન સ્થાન આપવું જોઇએ. પ્રત્યેક મનુષ્યે સર્વ કાર્યોમાં મનુષ્ય સિવાયનાં અન્ય પ્રાણીઓનાં હિતની ઉપેક્ષા નજ કરવી જોઇએ. મનુષ્ય દૃશ્ય જગતના અધિષ્ઠાતારૂપ છે. તેનામાં પોતાની જાતિ પ્રત્યે કોઇ પણ પ્રકારનો પક્ષપાત ન હોવો જોઇએ. તેણે ઇતર પ્રાણીઓ પ્રત્યે નિર્ઘૃણતા ન દાખવવી જોઇએ. જગતનાં સર્વ પ્રાણીઓનું કલ્યાણ થાય એજ તેની પ્રધાન વૃત્તિ હોવી જોઇએ.

નિષ્પક્ષપાત વૃત્તિ અને સત્ય ન્યાય એ આધ્યાત્મિક પરિપૂર્ણતાના પ્રથમ આવશ્યક અંગરૂપ છે. ભૌતિક વસ્તુઓનું સંપૂર્ણ જ્ઞાન પણ આધ્યાત્મિક પૂર્ણતાથી જ પ્રાપ્ત થાય છે. આધ્યાત્મિક પૂર્ણતા વિના, ભૌતિક વસ્તુઓનું પૂર્ણ જ્ઞાન નથી થઈ શકતું. આથી ભૌતિક વસ્તુઓનાં સંપૂર્ણ જ્ઞાનની મહત્ત્વાકાંક્ષાવાળા મનુષ્યોને આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત કરવી પડે છે.

શારીરિક વિજ્ઞાનની પ્રગતિ થાય તદર્થે, પ્રાણીઓનાં અંગછેદનનું કાર્ય આજના જમાનામાં ધમધોકાર ચાલુ છે. પ્રાણીઓનાં અંગછેદનનાં આ ભયંકર અને વ્યાપક કાર્યથી, પ્રાણીઓ વિષયક શારીરિક જ્ઞાનમાં જનતાની ખરી સેવાજનક રીતે વૃદ્ધિ થતી હોય એમ હું નથી માનતો.

જો તમારામાં આધ્યાત્મિક પરિપૂર્ણતા હશે તો, તમને સત્યજ્ઞાનની પ્રાપ્તિ એની મેળે થશે. તમને સર્વજ્ઞતાની સિદ્ધિ પણ થશે. તમે જગતનું ભૌતિક તેમજ આધ્યાત્મિક શ્રેય બને તેટલું કરી શકશો. આથી આધ્યાત્મિક પરિપૂર્ણતાની પ્રાપ્તિ નિમિત્તે, સર્વ ઇષ્ટ પ્રવૃત્તિઓ આવશ્યક છે. દુઃખ સહન કરવાની શક્તિ વધે એ રીતે શરીરને કેળવવું એ પ્રત્યેક મનુષ્યનું પરમ કર્તવ્ય છે. જૈન સાધુઓ શરીરને આ રીતે કેળવે છે. આથી તેઓ અઠવાડિઆના ઉપવાસ હોય છતાં પણ ધર્મ, સાહિત્ય આદિ કાર્યોમાં જ મગ્ન રહે છે. ઉપવાસને દિવસે તેઓ પાણી સિવાય, બીજું કશુંયે નથી લેતા. કેટલાક પાણી પણ ભાગ્યેજ લે છે. આટલી બધી સહનશક્તિ માત્ર વનસ્પતિ–આહારીઓમાંજ હોય છે એમ અનુભવ ઉપરથી પૂરવાર થયું છે. જગતના પ્રલોભનોનો સામનો કરવા તમારા મનને બરોબર કેળવો. જીવ-

નના સત્ય ઉદ્દેશનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરો. આજ ખરૂં ધન્ય જીવન છે.

આ પત્ર ખૂબ લંબાવી, આપનો અમૂલ્ય સમય અનાવશ્યક રીતે વ્યતીત કરવા હું ઇચ્છતો નથી. તમે મારા જૂના મિત્ર છો એ કારણે તેમજ જીવદયાની વૃત્તિથી અત્યંત પ્રેરાઇને મેં આ પત્રમાં ઘણુંયે લખ્યું છે. હવે હું માત્ર થોડુંક જ લખવા માગું છું. આ પત્રમાં, મેં જે જે વસ્તુઓનો નિર્દેશ કર્યો છે તેમાંની ઘણીખરી તમારી જાણ બહાર નથી. મેં આ પત્રમાં જે જે વસ્તુઓનો નિર્દેશ કર્યો છે તે તે વસ્તુઓ મને અત્યંત રૂચિકર છે એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય. એક મિત્રને જે વસ્તુ રૂચિકર જણાય તે વસ્તુ તે બીજા મિત્રને પ્રાયઃ લખી જણાવે છે. બીજા મિત્રને એ વસ્તુ રૂચિકર થઇ પડે કે ન પણ પડે. જૈનશાસ્ત્રનાં પરમ તત્ત્વોનો બોધ આગ્રહપૂર્વક કર્યા કરવો એ જૈન સાધુ તરીકે મારૂં કર્તવ્ય છે. મારૂં એ કર્તવ્ય મેં આ પત્રમાં કંઇક અંશે બજાવ્યું છે. એ કર્તવ્ય ફલદાયી નીવડે કે ન નીવડે, મારો બોધ તમે ગ્રહણ કરો કે ન કરો એ જૂદી વાત છે. તમને જે વિચારો રૂચિકર હોય તે વિચારો ભલે કાયમ રહે. એથી તમે અને હું કોઇ રીતે જૂદા પડી જતા નથી. બે જૂદા જૂદા પક્ષના વકીલોમાં વસ્તુતઃ જેમ ભિન્નતા નથી તેમ આપણી વચ્ચે પણ કોઈ પણ પ્રકારની ખરી ભિન્નતા નથી એમજ સમજી લેશો.

જેમ જેમ સમય વ્યતીત થતો જાય છે તેમ તેમ મનુષ્યના સ્થૂલ જગત્‌વિષયક જ્ઞાન અને અનુભવમાં વૃદ્ધિ થતી જાય છે. મનુષ્યનું આયુષ્ય વધે છે એટલે સ્થૂલ જગત્‌નાં જ્ઞાન અને

અનુભવનો સક્રિય ઉપયોગ કરવાનો સમય સાહજિક રીતે ઘટે છે. આ કારણે, કોઇ પણ મનુષ્યને તેના જન્મદિને ધન્યવાદ આપવો એમાં અમને કોઇ પણ પ્રકારનો અર્થ નથી જણાતો. આપના જ્ઞાનમાં સદૈવ વૃદ્ધિ થયા કરે છે અને આપ જનતાનું વાસ્તવિક કલ્યાણ કરવાની અને જનતાને ઉપયુક્ત કાર્યો કરવાની મહત્ત્વાકાંક્ષા રાખો છો. આથી જન્મદિને ધન્યવાદ આપવાની નિરર્થકતાનો નિયમ આપના સંબંધમાં વિશિષ્ટ રીતે પાલનીય થઈ પડે છે.

યુરોપીયન વિદ્વાનોનું લક્ષ હાલમાં જગત્‌ની ભૌતિક પ્રગતિમાં સામાન્ય રીતે પરોવાયેલું છે. ભૌતિક પ્રગતિમાં વિદ્વાનોનું લક્ષ પરોવાય એટલે જગતનું સુખ વધવાને બદલે ઘટે છે. જગત્‌માં ખોટો મોજશોખ વધે છે.

જે મનુષ્યો પોતે પરિપૂર્ણ બની, જનતાની પ્રગતિ સાધવાનો પ્રયત્ન કરે છે અને પોતાનાં અનુકરણીય દૃષ્ટાન્ત તેમજ ઉપદેશથી, જનતાને પરિપૂર્ણ બનવા અહોનિશ પ્રેરણા કર્યા કરે છે તેઓજ જગત્‌ના ખરા ઉદારચરિત મહાપુરૂષો અને ખરા કાર્યકરો છે એવો મારો નમ્ર મત છે.

આધુનિક વિદ્વાનોનાં વિવિધ અન્વેષણો તેમજ આધુનિક વિજ્ઞાને પ્રતિપાદિત કરેલા અનેક સત્યો અનેક રીતે પ્રતીતિકારક છે એમાં કંઇ શક નથી. એ અન્વેષણો અને સત્યોનો ઉપયોગ, સર્વજ્ઞ તીર્થંકર ભગવંતોના ગંભીર અને સૂચક ઉપદેશ અનુસાર થાય તો, તેથી જનતાની વાસ્તવિક પ્રગતિ વિશેષ પ્રમાણમાં જરૂર થાય એ નિઃસંદેહ છે. તીર્થંકર ભગવંતો

સર્વજ્ઞ હોવાથી, જનતાની વાસ્તવિક પ્રગતિ શું છે અને ખરૂં સુખ શું છે તે તેઓજ સમજી શકે છે.

જૈન શાસ્ત્રોનું પ્રાચીન દૃષ્ટિબિન્દુથી અધ્યયન કરવું એ જેટલું આવશ્યક છે તેટલુંજ એ શાસ્ત્રોમાંથી જનતાને ઉપ-યુક્ત અને કલ્યાણકારક તત્ત્વ શોધી કાઢવું એ આવશ્યક છે. આથી એ શાસ્ત્રોનાં અધ્યયન ઉપરાંત, એ શાસ્ત્રોનાં ઉપયોગી તત્ત્વો શોધી કાઢવામાં સદા મગ્ન રહેવા, હું આપને એક મિત્ર તરીકે સૂચન કરૂં છું. ધર્મશાસ્ત્રોના ઉપયુક્ત તત્ત્વો જાણવાં એ સત્ય ધર્મ છે.

જૈનશાસ્ત્રો સર્વશ્રેષ્ઠ વૃક્ષોરૂપ છે. એમાંથી ઉત્તમમાં ઉત્તમ ફળો ઉત્પન્ન થયા કરે છે એવી મને ખાત્રી છે. જૈનશાસ્ત્રોરૂપ ઉત્તમ વૃક્ષોનાં ઉત્તમ ફળોનો આસ્વાદ તમે અને હું કર્યા કરીએ અને એ ફળોનો આસ્વાદ જનતાને પણ નિરંતર કરાવીએ એવી મારી નમ્ર અભિલાષા છે.

ધર્મોના તુલનાત્મક અભ્યાસમાં, આપે આપનું જીવન પ્રાયઃ વ્યતીત કર્યું છે. આપની કીર્ત્તિ સર્વત્ર પ્રતિષ્ઠિત થયેલ છે. તુલનાત્મક તત્ત્વજ્ઞાન અને તુલનાત્મક સાહિત્યનાં અધ્ય-યનમાં પણ આપે ઘણોયે કાળક્ષેપ કર્યો છે. યુરોપીયન હોવાથી, આપને યુરોપીયનોનાં જીવનનો બહુ સારો અનુભવ છે. યુરોપીયન સંસ્કૃતિથી આપ સારી રીતે પરિચિત છો. આથી યુરોપના જે જે દેશોમાં આપને સત્ય ધર્મની ઉણપ જણાય તે તે દેશોમાં આપ સત્ય ધર્મનો પ્રચાર સારી રીતે કરી શકો તેમ છો.

જનતાની પ્રગતિનાં સામાન્ય ઉદ્દેશને કારણે, આપણી બન્ને વચ્ચે મૈત્રીનું જે ચિરસ્થાયી અને સહૃદય બંધન છે તે મૈત્રીનાં

બન્ધનવશાત્, આ પત્ર કંઈક અનાવશ્યક રીતે લંબાયો છે એ હું જાણું છું. આપણું મૈત્રી–બન્ધન જનતાનાં કલ્યાણ નિમિત્તે, ભવિષ્યમાં પણ ચાલુ રહેશે એમ હું માનું છું, આથી એ મૈત્રીનાં ચિહ્નરૂપે આપે રચેલ કે સંપાદિત કરેલ સર્વ પુસ્તકો, પુસ્તિકાઓ, માસિકો, નિબંધો, વિશ્વકોષના લેખ વિગેરે મારા ઉપર મોકલી આપવા માટે, હું આપને સૂચન કરૂં છું. આપે રચેલ કે સંપાદિત કરેલ પુસ્તકો ઇંગ્લીશ, ફ્રેન્ચ, જર્મન કે યુરોપની કોઈ બીજી જાણીતી ભાષામાં હશે તો ચાલી શકશે. અમારી પાઠશાળા ઈંગ્લીશ, ફ્રેન્ચ વિગેરે ભાષાઓનાં પુસ્તકો વિગેરેનો ઉપયોગ હાલ કરી શકે તેમ છે. જે પુસ્તકો વિગેરે આપની પાસેજ હોય અને જે કંઈ પણ અડચણ વિના આપ મોકલી શકો તેમ હોય તે પુસ્તકો તુરતાતુરત બહારોબહારજ મોકલવાનો પ્રબંધ કરશોજી.

જે પુસ્તકો આપની પાસે ન હોય તે પુસ્તકો વધારે કિંમત ન આપવી પડે એ રીતે, કયે કયે સ્થળેથી ઉપલબ્ધ થઈ શકે તેમ છે તે જણાવશોજી. મારે આપનાં પુસ્તકો જોઇએ છે. તમારાં પુસ્તકો વિના પાઠશાળાને મારે રાખવી નથી. આથી પુસ્તકોની કિંમતનો બહુ વિચાર કરવાનો નથી રહેતો. પાઠશાળા પુસ્તકોનું જે મૂલ્ય હશે તે જરૂર આપશે. આમ છતાં, પુસ્તકોને અનુલક્ષીને, મિત વ્યયનું ધ્યેય પણ સચવાવું જોઇએ એ કહેવું ખાસ જરૂરી છે. આથીજ મેં ‘વધારે કિંમત ન આપવી પડે’ એ શબ્દો વાપર્યા છે.

હું એક જૈન સાધુ છું. આથી પુસ્તકોના મૂલ્ય કે દ્રવ્યના વિષયમાં મારી ઉપેક્ષા જ હોય. મારે તો પુસ્તકોની જરૂર છે.

મારા મિત્રોએ જે પુસ્તકો લખેલ હોય તે પુસ્તકોની તો મારે ખાસ કરીને જરૂર છે. પુસ્તકો વિના ચલાવી શકું એવી જીવન-સ્થિતિ મેં હજુ પ્રાપ્ત કરી નથી. મારી જૈન જાતિને પણ સારાં પુસ્તકોની જરૂર છે એમ હું માનું છું. જૈનોએ સાહિત્યનાં ક્ષેત્રમાં પ્રતિષ્ઠા ગુમાવી છે. તે પ્રતિષ્ઠા પુનઃ પ્રાપ્ત કરી ઉજ્જવળ સ્થિતિ સાધ્ય કરવા માટે ઉચ્ચ પ્રતિનાં પુસ્તકોનું વિશિષ્ટ અધ્યયન કરવાની જૈનોને અનિવાર્ય આવશ્યકતા છે. અમે જૈન સાધુઓ દ્રવ્યનો સ્પર્શ પણ કરતા નથી. આથી જૈનોને સહાય કરવા નિમિત્તે, અમારી પાસે કશુંયે દ્રવ્ય હોતું નથી. અમે માત્ર શુભભાવના અને સાહિત્ય સેવાથીજ અમારી જાતિની સેવા કરી શકીએ છીએ. હિંદુઓ કે યુરોપીયનો એ સેવા પોતાથી બનતી કોઈ પણ રીતે કરી શકે છે.

પાટણના ભંડારવાળી 'વજ્જાલગ્ગ'ની હસ્તલિખિત પ્રતિ આપે માત્ર એક મહીના માટે લીધી હતી. એ સમય પૂરો થયેલ હોવાથી, આપે મજકૂર ગ્રંથનો ઉપયોગ કરી લીધો હોય તો, તે તુરત મોકલી આપશોજી.

આપણે બન્ને જૂના મિત્રો હોવાથી હું કેટલીયેક અનાવશ્યક વિગતોમાં પણ ઉતર્યો છું એમ જણાવી, ધર્મલાભ અને ધન્યવાદ સાથે વિરમું છું.

શ્રી યશોવિજય જૈન<br>પાઠશાળા.<br>બનારસ સીટી.<br>તા. ૧૮-૭-૧૯૧૦

આપનો,<br>વિજયધર્મસૂરિ

# અહિંસા અને વનસ્પતિ–આહાર



## યુરોપીયનોનું તદ્વિષયક મંતવ્ય



[ શ્રી હર્મન જૅકોબીએ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજીને ( તેમના પત્ર અગાઉ ) અહિંસા અને વનસ્પતિ–આહારના પ્રશ્નને અનુલક્ષીને એક પત્ર લખ્યો હતો. શ્રી જૅકોબીએ એ પત્રમાં અહિંસા અને વનસ્પતિ–આહાર વિષયક યુરોપીયનોનું મંતવ્ય અત્યંત સરલ ભાવે વ્યક્ત કર્યું હતું. એ પત્રનું ભાષાન્તરરૂપે નિમ્ન અવતરણ છે. ]–પ્રકાશક.

### શ્રી હર્મન જૅકોબીનો પત્ર

**પ્રિય મહારાજશ્રી,**

આપના તા. ૩ જી માર્ચના કૃપાપત્ર માટે આપનો અત્યંત આભાર માનું છું. મારા સાઠમા જન્મદિન પ્રસંગે આપે જે વિશુદ્ધ ભાવો વ્યક્ત કર્યા છે તે માટે હું આપનો ઘણોજ ઉપકૃત છું.

સર્વ પ્રકારના સાંસારિક લાભો કરતાં હૃદયની વિશુદ્ધિનું મહત્ત્વ અનંતગણું અધિક છે એવા આપના મત સાથે કોઇપણ સહૃદય મનુષ્ય અવશ્ય એકમત થાય. જ્ઞાન–પ્રાપ્તિની પ્રવૃત્તિયુક્ત દીર્ઘ જીવન અને નૈતિક કર્તવ્યોનાં પાલનથી આજ સત્ય હું

શીખ્યો છું. આમ છતાં, ભારતવર્ષ અને છેક ઉત્તરના પ્રદેશોના નૈતિક આદર્શોનો ભેદ સમજવા નિમિત્તે, ભારતવર્ષની પરિસ્થિતિ અને ઉત્તર પ્રદેશના હવામાન આદિ સંયોગો વિષે વિચાર કરવો એ આપને માટે આવશ્યક થઇ પડે છે. આપ અહિંસાના સિદ્ધાન્તનું સંપૂર્ણ અંશે પાલન કરો છો. અહિંસાનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ શક્ય અર્થ કરો છો. યુરોપીય જીવનમાં અહિંસાનું સ્વરૂપ એથી નિરાળું પડે છે. યુરોપની પરિસ્થિતિજ એવી છે કે, ત્યાંના જીવનમાં અહિંસાની આજ્ઞા ભિન્ન પ્રકારનું દૃષ્ટિબિન્દુ પુરસ્કૃત કરે છે.

અહિંસા એટલે પ્રાણીઓ પ્રત્યે દયા, અહિંસા એટલે પશુઓ વિગેરે પ્રત્યે નિર્ઘૃણતાથી પરાઙ્મુખતા, અને અનાવશ્યક દુઃખોત્પાદન–વૃત્તિથી વિમુખતા એવો અમારો યુરોપીયનોનો અહિંસા વિષે અભિપ્રાય છે.

બુદ્ધધર્મનું અસ્તિત્વ ભારતવર્ષમાંજ હતું ત્યાં સુધી, બૌદ્ધો પ્રધાનપણે માંસાહારથી વિમુખ રહ્યા હતા એમ મારે તમને ફરીથી કહેવાની જરૂર પડે છે. બુદ્ધધર્મનો પ્રચાર ઉત્તરના દેશોમાં થતો ગયો તેમ તેમ બૌદ્ધો પણ વનસ્પતિઆહારી મટીને માંસાહારી બન્યા હતા. ઉત્તર પ્રદેશના બૌદ્ધોએ માંસાહાર ગ્રહણ કર્યો તેમાં સ્વાદની કારણભૂતતા નજ હતી. પ્રતિકૂળ હવામાનમાં, માંસાહાર વિના સક્રિય જીવન વ્યતીત કરવું એ તેમને દુર્ઘટ લાગવાથીજ, તેમણે માંસાહાર ગ્રહણ કર્યો હતો. એમ હું માનું છું. અમે માંસાહાર કરીએ છીએ તેનું પણ એજ કારણ છે.

વળી વનસ્પતિઆહારની ઉત્પત્તિ નિમિત્તે, કૃષિ–કાર્યમાં અનંત જીવોની અનિવાર્ય રીતે હિંસા થાય છે. કૃષિ–કાર્યમાં

જે પ્રાણીઓ અવરોધ રૂપ હોય તેમની સાથે સતત યુદ્ધ ચલાવ્યા વિના વનસ્પતિ અને ફળોની ઉત્પત્તિ આ પૃથ્વી ઉપર તો અશકયજ છે. માંસાહારના વિષયના સંબંધમાં, આપના વિચારોથી યુરોપીયનોનું દષ્ટિબિન્દુ ભિન્ન પ્રકારનું હોવાથી, હું વિષયના સ્પષ્ટીકરણ નિમિત્તે કૃષિ–કાર્યમાં થતી હિંસા વિષે ઉલ્લેખ કરૂં છું.

આમ છતાં, જે વિષયને અંગે આપણો મતભેદ છે તેમાં કોઇએ કદાગ્રહ રાખવાની જરૂર નથી. આપણે તો જે વિષયમાં આપણી એકમતી કે એકસંપ છે તે વિષયનુંજ ખૂબ સમર્થન કરવાનું છે. સત્યની સહૃદય અન્વેષણા કરતા સર્વ મનુષ્યો સાથે એકતા સાધનાર તત્ત્વનેજ આપણે દઢ રીતે સંલગ્ન થઇએ. કેટલાંક મંતવ્યોમાં મતભેદ હોવા છતાં, સત્યના સહૃદય અન્વેષકો જગતભરમાં વસ્તુતઃ એકજ છે. તાત્ત્વિક વસ્તુઓના સંબંધમાં સત્યના હાર્દિક અન્વેષકોમાં કશોયે મતભેદ નથી હોતો.

આપના કૃપાપત્ર માટે, હું આપનો ફરીથી ઉપકાર માનું છું.

બોન તા. ૮–૪–૧૯૧૦ }

આપનો સહૃદયી,
ઍચ. જૅકૉબી

# અવિરત ક્રિયાશીલતા



## પાશ્ચાત્યોનો જીવન-આદર્શ



( શ્રી હર્મન જૅકોબીના પ્રત્યુત્તરનો અનુવાદ )



પ્રિય મહારાજશ્રી,

અહિંસા અને માંસાહાર તથા વનસ્પતિ-આહાર એ બંનેના પારસ્પરિક સંબંધદર્શક આપનો તા. ૭મી જુલાઇનો પત્ર મને અત્યંત આનંદદાયી થઇ પડ્યો છે. કર્મ અને જીવના સંબંધી જૈનોની માન્યતા સ્વયમેવ પર્યાપ્ત અને પરિપૂર્ણ છે એમ મારે સ્વીકારવું પડે છે.

આપ મને અનુજ્ઞા આપશો તો, મી. બૅારનવાળાં જર્નલમાં આપનો પત્ર કે તેના સિદ્ધાન્ત વિષયક ભાગો પ્રગટ કરાવવા, હું હવે પછી તક મળતાં, જરૂર પ્રયત્ન કરીશ. યુરોપીયનોને જૈન ધર્મના નૈતિક સિદ્ધાન્તો પ્રાયઃ પ્રતીતિકારક નથી લાગતા. કર્મનો સિદ્ધાન્તજ તેમને માન્ય નથી. આત્મા( જીવ ) વિષે યુરોપીયનોનું મંતવ્ય સાવ નિરાળું છે. સદાચાર અને દુરાચાર સંબંધી, તમારી અને અમારી વચ્ચે કંઈ પણ મતભેદ ન હોવા છતાં,

તે સંબંધી નૈતિક શ્રદ્ધા કે આંતરસ્ફુરણાના સંબંધમાં, યુરોપીયનો અને ભારતવાસીઓ વચ્ચે મોટો મતભેદ પડે છે એમ પણ મારે કહેવું પડે છે.

યુરોપીયનો જીવનમાં સુકૃત્યોની આવશ્યકતાનો સ્વીકાર કરે છે. આમ છતાં, અપકૃત્યોથી પરાઙ્મુખતા આવશ્યક છે. જોકે અપકૃત્યોથી દૂર રહેવું અને એ રીતે સંત પુરૂષ જેવા થવું એ આદર્શને તેઓ પ્રાધાન્ય આપતા નથી. સદ્ગુણની પ્રાપ્તિ નિમિત્તે, આત્માના આંતરિક ગુણોનો વિકાસ કરીને ઉચ્ચ પ્રકારની નીતિ અને યોગ્યતાનું સુંદર રીતે સંપાદન કરવું એ તમનાં જીવનનો આદર્શ છે. ખરેખરા મહાન્ સંતપુરૂષો જીવનની પવિત્રતા માટે આ આદર્શ સેવે છે. સક્રિય જીવન વ્યતીત કરીને, કર્તવ્ય-પાલનથી જગતનું શક્ય કલ્યાણ કરવું એ યુરોપીયનોનો જીવન-આદર્શ છે. એ આદર્શનાં પાલનથી, પ્રત્યેક વ્યકિતનો નૈતિક દૃષ્ટિએ ઉચ્ચ વિકાસ થાય છે. એ આદર્શનું અનુષ્ઠાન જીવનમાં અલ્પ વિજયશાલી મનુષ્યોને અનુકરણરૂપ અને કલ્યાણકારી થઇ પડે છે.

યુરોપીઅનોનું જીવન અવિરત રીતે ક્રિયાશીલ શામાટે હોય છે તે આ ઉપરથી સમજી શકાશે. યુરોપીયનોનાં સતત સક્રિય જીવનને સંસારી જીવનજ માની લેવું એ એક પ્રકારનો ભ્રમજ છે. ભૌતિક પ્રગતિના આધુનિક યુગમાં, યુરોપના ઘણાખરા મનુષ્યો સંસારિક જીવન ભલે ગાળતા હોય, છતાંયે યુરોપીયનોનાં સક્રિય જીવનને સાંસારિક જીવનજ માની લેવું એ યુક્ત નથી.

યુરોપીયનોના જીવનના ઉચ્ચ આદર્શની ઉપેક્ષા કરવી એ એક પ્રકારની સંકુચિત વૃત્તિ છે. આજે ઘણાયે યુરોપીયનો

જીવનના નૈતિક વિકાસ અને સુધારણા માટે એકનિષ્ઠાથી મથ્યા રહે છે. જનતાના મનોધર્મો સર્વત્ર પ્રાય: વિશિષ્ટ પ્રકારના હોય છે. ખરેખરા ધર્મી પુરૂષોના મનોધર્મો જનતાને અનુરૂપ ન હોય. તેઓ જનતાના નૈતિક વિકાસ અને સુધારણા અર્થે સર્વશ્રેષ્ઠ ઉપાયો લે છે. આ રીતે તેઓ વ્યાધિગ્રસ્ત જનતાના કુશળ વૈદ્યો જેવું કાર્ય કરે છે.

**આત્મિક વ્યાધિની** સુધારણા નિમિત્તે, આપના ધર્મના સિદ્ધાન્ત શ્રેષ્ઠ છે એ વિષે મને કશીયે શંકા નથી. જૈન ધર્મના માર્ગદર્શનથી, એ ધર્મના અનુયાયી જે તે મનુષ્યનું ચારિત્ર ઉચ્ચ બને છે એ નિ:સંદેહ છે.

બોન, તા. ૭-૧૦-૧૦ } આપનો સ્નેહાધીન,
હર્મન જૅકૉબી